બાલગ્રંથાવળી :: પ્રથમ શ્રેણી :: ૧૨

# અમરકુમાર

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ

: બાલગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળ ગ્રન્થાવળી : પ્રથમ શ્રેણી : ૧૨

# અમરકુમાર


:: લેખક ::

ધીરજલાલ ટોકરશી શાહ.







આવૃત્તિ ત્રીજી : કુલ નકલ ૩૪૦૦ : સં. ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

: : પ્રકાશક : :

**ધીરજલાલ ટોકરશી શાહ**

ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર

રાયપુર હવેલીની પોળ : **અમદાવાદ**





આ પુસ્તક મુંબઇ ઈલાકા કેળવણી ખાતા તથા વડોદરા રાજ્ય કેળવણી ખાતા તરફથી ઈનામ લાયબ્રેરી માટે

: : : મંજુર થયું છે. : : :



ધી 'સૂર્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં

મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.

પાનકોર નાકા—**અમદાવાદ.**

# અમરકુમાર

: ૧ :

કથારંભે પંચપરમેષ્ઠિને નમસ્કાર કરીએ. અરિહંતોને નમસ્કાર. સિદ્ધોને નમસ્કાર. આચાર્યોને નમસ્કાર. ઉપાધ્યાયોને નમસ્કાર. જગતમાં વિચરતા સઘળા સાધુજનોને નમસ્કાર. સાચા ભાવે આ પાંચને નમસ્કાર કરે તો પ્રાણીનાં સઘળાં પાતક ટળે.

નોંધારાનો આધાર ને દુઃખીયાનો બેલી એવો આ નવકાર મંત્ર. જે સાંભળે ને સંભળાવે તે બન્નેનું કલ્યાણ થાય.

હે નાથ ! આ નવકાર જેમ અમરકુમારને ફળ્યો તેમ સહુને ફળજો.

રાજગૃહી નગરીમાં શ્રેણિક રાજા રાજ્ય કરે છે. તેને એક વખત વિચાર થયો: લાવ્ય એક સુંદર ચિત્રશાળા કરાવું.

તેણે દેશદેશાવરથી સલાટો બોલાવ્યા. કુશળ એવા કારીગર બોલાવ્યા. થોડા વખતમાં મકાન થયું ને તેમાં સુંદર ચિત્રો ચિતરાવ્યાં. પણ એવામાં મુખ્ય દરવાજો તૂટી પડયો.

કારીગરો ફરીથી કામે લાગ્યા. ઘણી મહેનતે દરવાજો ઉભો કર્યો. પણ તે પૂરો થયો ને તૂટી પડયો.

કારીગરો દરવાજો ચણે ને પૂરો થતાં તે તૂટી પડે. રાજા મુંઝાણો: હવે કરવું શું? તેણે કહ્યું: જોશીને તેડાવો ને જોશ જોવડાવો. ચિત્રશાળાનો દરવાજો તૂટી કેમ પડે છે?

જોશી આવ્યા. કચેરી ભરાઇ. રાજા વિચાર કરે છે. રૈયત વિચાર કરે છે. 'જોશી શું કહેશે?' જોશીએ ટીપણું કાઢયું. જોશ જોયા. માથું ધુણાવીને ટીપણું બંધ કર્યું. રાજા કહે, જોશી મહારાજ! ડોકું કેમ ધુણાવો છો? જે હોય તે સાચું કહી દો. જોશીએ ફરી ટીપણું ઉઘાડયું. ફરી જોશ જોયા. ડોકું ધુણાવ્યું ને ટીપણું બંધ કર્યું. રાજા કહે, જોશી મહારાજ! ડોકું

કેમ ધુણાવો છો ? જોશમાં શું આવે છે ? શું કોઈ દેવ કોપ્યા છે કે ધરતીમાતા ભોગ માગે છે ? જે હોય તે સાચે સાચું કહી દ્યો.

જોશી કહે, સાચું કહેવા દે. કહ્યા વિના નહિ ચાલે. તે બોલ્યાઃ મહારાજ ! ચિત્રશાળાનો દરવાજો બત્રીશ લક્ષણો બાળ માગે છે. તેનો ભોગ આપો તો ચિત્રશાળાનો દરવાજો ટકે. નહિ-તર હરિ ! હરિ !

આ સાંભળી સહુ ઠરી ગયા. કોઇ હાલે કે ચાલે. ચારે કોર સુનસુનાકાર.

રાજા કહે, નગરમાં ઢંઢેરો પીટાવો. જે કોઈ બત્રીશ લક્ષણો બાળ આપશે તેને બાળકની ભારોભાર સોનામહોર આપીશ.

નગરમાં ઢંઢેરો પીટાણો.

: ૨ :

આજ નગરમાં ઋષભદત્ત નામે એક બ્રાહ્મણ છે. બિચારાને નથી એક ટંકનું ખાવા કે નથી ઓઢવાપહેરવા. સવારે મળ્યું તો સાંજે ન મળે. ને સાંજે મળ્યું તો સવારે ન મળે. જ્યારે માણસની વેળા બદલાય ત્યારે કાંઈ

બાકી રહે છે ? બિચારો આખો દિવસ ભિક્ષા માગીને જેમ તેમ પેટ ભરે છે.

એને સ્ત્રી પણ કભારજા મળી છે. આખો દિવસ મહેનત મજુરી કરીને ઘેર આવે ત્યારે સ્ત્રી ગાળોનો વરસાદ વરસાવે. ' હે દરિદ્રિ ! બેસી શું રહે છે ? જણ્યાને જીવાડવા તો ખરાને ! આ ચાર દીકરા ને એક દીકરી. એમને મારે શું ખવરાવવું ? નથી ઘરમાં મીઠું કે નથી ઘરમાં તેલ. ઘી ગોળની તો વાતજ શી ? બિચારા શિયાળામાંયે નાગા જેવા રખડે છે ! કોઈ વાર-પરવે યે કાંઈ થોડું પામે છે ! "

બ્રાહ્મણ બિચારો નીચું મોઢું કરીને બધું સાંભળી લે. વળી બ્રાહ્મણી આગળ ચલાવે. ' આ વસ્તારથીયે હું કંટાળી ! એમને નિત્ય નવાં મન થાય. એમાંયે નાનકા અમરે તો મને બહુ પજવી. મારાથી એનું પૂરૂં નથી પડતું. '

કેટકેટલા વરસ આમ વીતી ગયા, પણ આ બ્રાહ્મણનું કુટુંબ એવું ને એવું ગરીબ રહ્યું.

એવામાં બ્રાહ્મણીએ શ્રેણિક રાજાનો ઢઢેરો સાંભળ્યો. તેને વિચાર થયોઃ લાવ્યને આ અમ-

રને આપી દઉં. ચાર દીકરાના ત્રણ દીકરા હતા એમ ગણીશ. પણ આ હંમેશનું ભિખારીપણું તો જાય.

તેણે ઋષભદત્તને કહ્યું: સાંભળી આ ડાંડી પીટાણી તે ? આપણે અમરને આપી દ્યો. ભારોભાર સોનું મળશે. સદાની ભાવટ ભાંગશે. બ્રાહ્મણ વિચારમાં પડયો.

સ્ત્રી ફરીથી બોલીઃ એમાં વિચાર શું કરો છો ? એ છોકરો તો મને આંખના પાટા જેવો લાગે છે. આપી દ્યો રાજા શ્રેણિકને ને લ્યો ભારોભાર સોનું.

ઋષભદત્તે સિપાઈઓને કહ્યુંઃ બત્રીશ લક્ષણો કેસૈયો કુંવર હું આપોશ.

અમરકુમાર ઋષભદત્ત જેવા ભિખારીને ત્યાં જન્મ્યો હતો પણ બત્રીશલક્ષણો. તેની બોલીચાલી, તેની રીતભાત સહુને વ્હાલી લાગે. પણ માને પૂર્વભવનું વેર. એટલે તેને કદી વ્હાલજ આવે નહિ.

અમરને નાનપણથી સંત સમાગમ બહુ ગમે. જાણે કે કોઈ સાધુસંત આવ્યા છે તો

તેની પાસે પહેલો પહોંચે. તેમની સેવાભક્તિ કરે. તેમનો ઉપદેશ સાંભળે.

એક વખતે એ નગરમાં એક જ્ઞાની સાધુ પધાર્યા. અમરકુમારે એ સાંભળ્યું. એટલે ચાલ્યો તેમના દર્શને. સાધુ મહારાજ ઉપદેશ દેતા હતા. 'નમસ્કારમંત્ર સકળ શાસ્ત્રનો સાર છે. એને જે સાચા ભાવે સ્મરે તેનાં સઘળાં દુઃખ ટળે.'

ઉપદેશ પૂરો થયો. સાંભળનારા બધા જવા લાગ્યા. એટલે અમરકુમાર તે સાધુ પાસે ગયો. ચરણમાં પડી વંદન કર્યું. પછી હાથ જોડી બોલ્યો: પૂજ્ય મુનિરાજ! મારાપર કૃપા કરો. મહામંગળકારી નમસ્કારમંત્ર શીખવો. સાધુએ તેને નમસ્કારમંત્ર શિખવ્યો.

હવે શ્રેણિક રાજાના સેવકો ઋષભદત્તને ઘેર આવ્યા. બોલ્યાઃ લાવો તમારો પુત્ર ને લ્યો આ ધન.

બ્રાહ્મણી કહે, અમર! થા તૈયાર ને જા આ સિપાઇઓ સાથે.

અમરની એક આંખમાં શ્રાવણ ને એક આંખમાં ભાદરવો. તે બોલ્યો: પિતાજી! મને

બચાવો. આ સિપાઇઓને સોંપશો નહિ.

ઋષભદત્ત કહે, હું શું કરૂં ? તારી માતા તને આપી દે છે. એમાં મારૂં કાંઈ ચાલે તેમ નથી.

અમરે માતાને કહ્યું : માડી ! મારૂં વેચાણ કરશો નહિ. ધન તો આજ છે ને કાલે નથી. મને બચાવો.

મા કહે, તારા લખણેજ તું મરે છે. કામકાજ કરવું નહિ ને સારૂં સારૂં ખાવાને જોઈએ. તને રાખીને હું શું કરૂં ?

અમર ઘણું કરગર્યો પણ માની વજ્ર છાતી પીગળી નહિ.

ત્યાં કાકો કાકી ઉભા હતા. તેમને અમરે કહ્યું : કાકા ! મારા માબાપ મને વેચે છે. તમે મને બચાવો. તમારે ત્યાં રાખો.

કાકા કાકી કહે, તારા માબાપ તને વેચે એમાં અમારૂં શું ચાલે ? અમારાથી તને રખાય નહિ.

મોટી બહેન ત્યાં બેઠી હતી. આંખમાંથી આંસુ સારતી હતી. પણ તેય શું કરી શકે ?

અમરકુમારને હાથે પકડીને સિપાઈઓ લઈ ચાલ્યા.

ગામ આખામાં હાહાકાર થયો. લોકો કહેવા લાગ્યાઃ ચંડાળ માબાપે પૈસા માટે પોતાનો પુત્ર વેચ્યો.'

અમરકુમાર છાતીફાટ રૂદન કરે. જે સામું મળે તેને વિનંતિ કરે. પણ તેને કોણ છોડાવી શકે? સહુ એકજ જવાબ આપે, ભાઈ! તારા માબાપે તને ધન લઇ વેચ્યો તેમાં અમે શું કરી શકીએ?

: ૩ :

અમરકુમારને ચિત્રશાળાએ લાવ્યા. ગંગાજળે તેને નવરાવ્યો. ગળે ફુલની માળા નાખી. કપાળે કેશરચંદન ચર્ચ્યાં. બ્રાહ્મણો મંત્ર બોલવા લાગ્યા. હવનમાં ઘીની આહૂતિઓ આપી તેને વધારે મોટો બનાવવા લાગ્યા.

અમરકુમાર ઉભો ઉભો વિચાર કરે છે: અરે! આ જગતમાં સહુ સ્વાર્થનાંજ સગાં છે. શું મા! શું બાપ! શું કટુંબકબીલો! શું નાતજાત! કોઇએ મને બચાવ્યો નહિ. હવે હું શું કરૂં? એવામાં તેને યાદ આવ્યુંઃ ભીડભંજનો નમસ્કારમંત્ર છે તે લાવ્ય સ્મરૂં. તેણે નમસ્કારમંત્ર જપવો શરૂ કર્યો.

ૐ સ્વાહા! ૐ સ્વાહા કરતાં બ્રાહ્મણોએ અમરકુમારને હવનના ભડભડતા અગ્નિમાં પધરાવ્યો.

પણ અમરકુમારનું ચિત્ત હવે પરમેશ્વરના સ્મરણમાં ચોંટયું છે. સતનું બળ તેના હૈયામાં ઉભરાઈ રહ્યું છે. સત્ આગળ અસત્નું શું ચાલે? સાપ હોય તેય ફુલમાળા થાય. અગ્નિ હોય તેય હિમાળો બની જાય.

ખરેખર! તેમજ થયું. ભડભડાટ કરતો અગ્નિ ઠંડોગાર થઇ ગયો. ધ્યાનમાં બેઠેલો અમરકુમાર કોઈ યોગી જેવો દેખાવા લાગ્યો. તેની કંચન વરણી કાયાને કયાંઈ ડાઘો યે લાગ્યો નહિ. રાજા ધરણીપર ઢળી પડયો. મોંએ લોહીના કોગળા આવ્યા. કુદરતેય અન્યાય કેટલો સાંખે?

સહુને અચરજ થઈ. દોડી દોડીને બાળકના ચરણમાં પડયા. વિનંતિ કરવા લાગ્યાઃ કૃપા કરીને રાજાને ઉભો કરો. બનવાની વાત બની ગઇ. પણ તમને કોપ ઘટે નહિ.

અમર કહે, સહુને સન્મતિ આવો. સહુનું કલ્યાણ થાવ. મારે કોઇ સાથે નથી ક્રોધ, નથી વેર. તેણે પાણીની અંજલિ ભરીને રાજાને છાંટી એટલે રાજા ઉભો થયો.

રાજા અમરકુમારને કહેવા લાગ્યોઃ માગ્ય! માગ્ય! માગ્ય તેટલું ધન આપું.

અમર કહે, મારે ધનનું કામ નથી.

આ બધો અનર્થજ ધનનો છે. હું તો હવે સાધુ થઈશ ને મારા આત્માનું કલ્યાણ કરીશ.

તે ગયો નગર બહાર ને થોડે દૂર જંગલમાં ધ્યાન લગાવ્યું.

અહીં ઋષભદત્ત ને તેની સ્ત્રી ભદ્રા તો ખાડા ખોદે છે ને ધન દાટે છે. મનમાં બેઠા કંઇ કંઈ વિચારો ઘડે છે કે 'હવે આમ કરીશું ને તેમ કરીશું !'

એવામાં કોઇએ આવી વાત કરીઃ અમરકુમાર તો સાધુ થઇને વનમાં ગયો. આ સાંભળી માતપિતાના હોશ કોશ ઉડી ગયા. હવે શું થશે ? રાજા આ ધન પાછું લઇ લેશે. તેઓ ચિંતામાં પડયા.

સાંજ પડી. રાત પડી. ઉંઘવાનો સમય થયો. પણ બ્રાહ્મણીને ઉંઘ આવે નહિ. તેને અમરકુમાર ઉપર ક્રોધ વરસી રહ્યો છે. મનમાં તે બબડે છેઃ આ સેતાન છોકરાને શું કરવું ? દુનિયામાં ફજેત થયા ને હવે ધન પણ જશે ? કોણ જાણે હવે શું યે થશે ? માટે એને તો પૂરોજ કરવો.

હાથમાં એક છરી લીધી. બ્રાહ્મણી વિકરાળ રાક્ષસી જેવી થઇને મધરાતે ઘરમાંથી બહાર નીકળી.

તેના ક્રોધથી જાણે ઘડીભર વહેતો પવને ય બંધ થઈ ગયો. વનચર પશુઓ પણ બોલતા બંધ થઈ ગયા ને સઘળે સુનસુનાકાર થઇ ગયું.

ભયંકર ભૂમિમાં ધ્યાન લગાવીને અમરકુમાર ઉભા છે. બ્રાહ્મણી શોધતી શોધતી ત્યાં આવી પહોંચી. તેનો ક્રોધ માતો નથી. આંખે અગ્નિ વરસે છે. તેણે છરી ઉગામીને ધ્યાનમાં ઉભેલા અમરકુમારના કાળજામાં ભોંકી દીધી. અમરકુમાર સમજી ગયા કે વેરણ માતાએ આ કારમો ઘા કર્યો છે. પણ તેમણે મનને ઠેકાણે રાખ્યું.

ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓનું સ્મરણ કરવા લાગ્યા. અને છેલ્લી ભાવના ભાવવા લાગ્યા.

સર્વે જીવોની ક્ષમા માગું છું. સર્વે જીવો મને ક્ષમા આપજો. જગત્‌ના સર્વ જીવો મારા મિત્ર છે. મારે કોઈની સાથે વેર નથી.

આવી શુભ ભાવના ભાવતાં તે ધરણી પર ઢળી પડયા.

જાણે કે કુદરતને પણ આની વેદના થઇ હોય તેમ તરતજ ભયંકર ગર્જના થઇ. સિંહણનો એ અવાજ હતો.

બ્રાહ્મણી ત્યાંથી દશ ડગલાં ચાલી ત્યાંતો સિંહણ સામી દેખાણી. વનવગડામાં નાસે ક્યાં ? સિંહણ આગળથી છટકે પણ ક્યાં ? છતાંયે મરણ આવે તો છુટવાનું કોણ ન કરે ? તેણે નાસવા માંડ્યું.

પણ સિંહણે મારી એક તલપ. તે બરાબર બ્રાહ્મણીના શરીર પર. બ્રાહ્મણી હેઠી ને સિંહણ ઉપર. ઘડી બે ઘડીમાં તો તેનાં હાડકાંજ રહ્યાં. સિંહણ મોઢું હલાવતી જંગલમાં ચાલી ગઈ.

અમરકુમાર શુભ ધ્યાનમાં મર્યા એટલે કહે છે કે તે દેવલોકે ગયા.

પાપિણી મા પાપધ્યાનમાં મરી એટલે કહે છે કે તેની નરકની ગતિ થઈ.

આજે પણ અમરકુમારની સજ્ઝાય વંચાય છે ને માણસોની આંખમાંથી આંસુ પડે છે.

હે નાથ ! અમરકુમાર જેવી શ્રદ્ધા મળજો. અમરકુમાર જેવાં મનોબળ મળજો.

## કુદરત અને કળાધામમાં વીસ દિવસ

# કોઇ પણ જૈન વાંચ્યા વિના કેમ રહી શકે ?

જૈન કુમારો પગ રસ્તે ચાલીને બધો સરસામાન જાતે ઉપાડીને ગૂજરાતનાં અણખેડયાં ડાંગનાં જંગલો ખેડે છે. સાહસભરી સફર કરતાં સુરગાણા ને શામશૃંગ થઈ નાશિક પહોંચે છે. ત્યાંથી દોલતાબાદ, ઈલુરાની ગુફાઓ તથા અજન્તાની ગુફાઓનાં દર્શન કરે છે. ત્યાંથી મધ્ય હિંદ સુધી પહોંચી ઓંકારેશ્વર, સિદ્ધવર કૂટ ને ધારાક્ષેત્રના જળધોધના જળપાન કરે છે. આ આખાયે પ્રવાસનું દીલચસ્પ વર્ણન કરતું અને અજન્તા-ઇલુરાની ગુફાઓનો વિસ્તૃત પ્રામાણિક હેવાલ આપતું સચિત્ર પુસ્તક બહાર પડી ચૂક્યું છે. એનું એક પાનું વાંચવા લેશો કે પુસ્તક પૂરૂં કર્યા વિના નહિ ચાલે. ઉંચા ફેધર વેટ કાગળ; ૨૦૦ પૃષ્ઠ; પ્રવાસનો નકશો તથા બીજાં અગીયાર ચિત્રો; પાકું પુંઠું ને આર્ટ પેપરનું રેપર. કિંમત રૂ. દોઢ. પોસ્ટેજ અલગ. આજેજ મંગાવો.

## ઇલુરાનાં ગુફામંદિરો.

જગતભરનાં આ અદ્વિતીય ગુફામંદિરોનો તથા બૌદ્ધ, શૈવ અને જૈનોના ઇતિહાસ તથા મૂર્તિવિધાનનો પૂરેપૂરો ખ્યાલ આપતું સચિત્ર પુસ્તક આજ લેખકના હાથે લખાઈ બહાર બડયું છે. છ ચિત્રો તથા કલામય પુંઠું. પ્રસ્તાવના લેખક શ્રીયુત્ નાનાલાલ ચમનલાલ મહેતા. આઈ સી. એસ. કિમ્મત આઠ આના. જરૂર મંગાવીને વાંચો.

પ્રભુ મહાવીરની નિર્વાણ ભૂમિ જળમંદિર પાવાપુરીનું અત્યંત સુંદર ત્રિરંગી ચિત્ર ઉંચા આર્ટ પેપર પર છપાઇ અમારા તરફથી બહાર પડયું છે. કિંમત ફક્ત બે આના.

જળમંદિર પાવાપુરીનું ત્રિરંગી ચિત્ર તથા ભાવવાહી કાવ્ય પણ બીજા સૂચક ચિત્રો સાથે બહાર પડયું છે. કિંમત ફક્ત બે આના.

| ચોથી શ્રેણી | પાંચમી શ્રેણી |
| --- | --- |
| ૧ જાવડશાહ | ૧ લલિતાંગ કુમાર |
| ૨ કોચરશાહ | ૨ ચિલાતી પુત્ર |
| ૩ વીર વનરાજ | ૩ આભડ શાહ |
| ૪ ધન્ય એ ટેક | ૪ સમરા શાહ |
| ૫ મણિનાં મૂલ | ૫ પવિત્ર જયસેના |
| ૬ કળાધર કોકાશ | ૬ ભક્ત દેવપાળ |
| ૭ શુકરાજ | ૭ કુમાર મંગળ કળશ |
| ૮ જિનમતી | ૮ ઉત્તમ કુમાર |
| ૯ રાજર્ષિ કરકંડુ | ૯ ચંપક શ્રેષ્ઠિ |
| ૧૦ અનંગ સુંદરી | ૧૦ અમરસેન વયરસેન |
| ૧૧ નર્મદા સુંદરી | ૧૧ સાજણસિંહ |
| ૧૨ અષાઢા ભૂતિ | ૧૨ ચંપકમાળા |
| ૧૩ અચંકારિભટ્ટા | ૧૩ કેવળી જયાનંદ |
| ૧૪ વિષ્ણુકુમાર | ૧૪ સમરાદિત્ય |
| ૧૫ કાલિકાચાર્ય | ૧૫ હંસરાજ વત્સરાજ |
| ૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય | ૧૬ કવિ ધનપાળ |
| ૧૭ મહાત્મા આનંદઘનજી | ૧૭ શ્રીકાંત શેઠ |
| ૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી | ૧૮ મુનિ અર્હન્નક |
| ૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય) | ૧૯ વૃદ્ધા કુમાર |
| ૨૦ સાધર્મિકનાં સ્નેહ ઝરણાં | ૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃત બિંદુ |